ૐ

# રૉયલ નાટક મંડળી.

# સાચો સંન્યાસ.

નાટકનાં ગાયનો અને ટુંક સાર.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

રૉયલ નાટક મંડળીના માલિક.

શેઠ મહાશંકર વેણીશંકર.

હાલ મુકામ. સુરત. લક્ષ્મીકાંત થીએટર.


લેખકઃ—

પ્રોફેસર હરીલાલ મૂળશંકર હરીનંદ મૂળાણી.

માસ્ટર ઓફ સાયન્સ.


ડાયરેક્ટરઃ—

મી૦ સોહારાબજી મેહરવાનજી. કાત્રક.


ધી જૈન એડવોકેટ પ્રેસ ધીકાંટા અમદાવાદમાં વાડીલાલ

બાપુલાલ શાહે પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યું.

---

આવૃત્તિ ૩ જી. પ્રત ૫૦૦૦.

---





સંવત ૧૯૮૧ સને ૧૯૨૫


મૂલ્ય ૦—૪—૦

# નાટકનાં મુખ્ય પાત્રો.

---

## પુરૂષ-પાત્રો.

માધવાચાર્ય..................સન્યાસી.
રાજા.......................કાશીનો.
પશુપતિ....................કાશીનો પ્રધાન.
હેમચંદ્ર.....................મગધનો રાજકુમાર, માધવાચાર્યનો શિષ્ય.
વિલાસ....................હેમચંદ્રનો બાળમિત્ર.
સેનાપતિ...................શત્રુનો.

## સ્ત્રી—પાત્રો

રાણી......................કાશીની.
સુમન......................અનાથ આશ્રમમાં ઉછરેલી કાશીની રાજકન્યા, હેમચંદ્રની સ્ત્રી.
મનોરમા...................માધવાચાર્યની પુત્રી પશુપતિની સ્ત્રી.
ગિરજા.....................સુમનની બાલ સખી, વિલાસની સ્ત્રી

તે ઉપરાંત દૂત, અનાથાશ્રમની બાલિકાઓ નાગરિક જનો, સ્ત્રીઓ બાળકો, મારાઓ, સીપાઇઓ વિગેરે વિગેરે.

# સાચો સંન્યાસ.

## નાટકનો ટુંક સાર.

---

કાળના પરિવર્તન સાથે વ્યક્તિ ધર્મ શું બદલાતા નહિ હોય? નીતી અને ધર્મના સિદ્ધાંતોને બુદ્ધિપૂર્વક સમયાનુકૂળ કરવા એ પણ એક ધર્મ નથી ?

એક વખત એવો હતો, સન્યાસી જગત માત્રની જંજાળ તજી સત ચિંતના ધ્યાનમાંજ સમય વીતાડતા. આજ સન્યાસ ધર્મની એ કલ્પનામાં સ્હેજ ફરક કરવાથી સારાં પરિણામ આવવા સંભવ છે. સન્યાસ એટલે સ્વાર્થ ત્યાગ. પોતાનાં સુખને ખાતર હરકોઇ જાતની કાર્ય પ્રવૃત્તિનો અભાવ, એટલું મૂળ સૂત્ર કાયમ રાખી, પરાર્થે જીવન સમર્પણ—અન્ય જીવોના ઉદ્ધાર અર્થે કાર્ય વહન, એટલું સૂત્ર ઉમેરવાથી આજના "સાચા સન્યાસ" ની કલ્પના વધારે સુંદર થાય છે; એટલુંજ નહિ,પણ એમાં લોકોનું કલ્યાણ સમાયલું છે,એ બતાવવાનો આ નાટકનો ઉદ્દેશ છે.

## પૂર્વ વૃત્તાંત.

પૂર્વે મગધ રાજ્યના ગુરૂ તરીકે માધવાચાર્ય નામનો કોઇ સન્યાસી પોતાના પૂર્વાશ્રમની પુત્રિ મનોરમા સાથે રહેતો હતો. એનો પ્રભાવ અને રાજ્યમાં એનું માન અમાપ હતાં.

એ મનોરમા બાલપણમાં પશુપતિ નામના એક મા બાપ વિનાના બ્રાહ્મણ પુત્ર સાથે રમતી. એવી રમતમાં એક વખત તેઓએ લગ્ન પ્રતિજ્ઞા પણ લીધેલી.પણ એટલામાં તો કાકા, કાકીના ત્રાસથી બચવા પશુપતિને મનોરમાની વિદાય લઇ દેશ છોડી જવું પડ્યું. વિદાય લઇ નીકળેલ પશુપતિ કિશોર અવસ્થામાંજ કાશીએ પહોંચ્યો અને સુભાગ્યે રાજ્યની નોકરીમાં રહ્યો. તે સ્વભાવે પ્રતાપી અને બુદ્ધિશાળી હોવાથી તે ઉત્તરોત્તર ઉંચી પદવીએ ચડતો ગયો,અને નાટકની શરૂઆત વખતે તો તે કાશી રાજાનો માનીતો,રાજ્યમાં એક હથ્થી સત્તા ચલાવનાર, પ્રધાન થઇ ગયેલ છે. વૃદ્ધ રાજા આજ કાલ એના હાથમાં રમકડાં માફક વર્તે છે. અહીં મનોરમા અને માધવાચાર્યનું શું થયું તેની તપાસ કરીએ.મગધનો યુવરાજ હેમચંદ્ર કિશોર વયથીજ ઘણો પ્રતાપી

હતો. તે બધું શિક્ષણ માધવાચાર્ય પાસેથી પામતો હોવાથી તેની સ્વાભાવિક શક્તિઓ ઘણી ખીલી નીકળી હતી. કેટલાંક વર્ષોથી શત્રુઓ મગધ લેવા લલચી રહ્યા હતા. પણ હેમચંદ્રથી ઘણા ડરતા હતા એક વખત હેમચંદ્રને પરદેશ ગયેલ જાણી, એ તકનો લાભ લઈ એચિંતો હલ્લો કરી તેમણે મગધ દેશ લઇ લીધો અને એ લડાઇમાં હેમચંદ્રના પિતાએ પ્રાણ ખોયા. રાજ્યક્રાંતિ થવાથી માધવાચાર્ય મગધ છોડી ગયા અને કેટલાંક વર્ષો હેમચંદ્રને વિશેષ શિક્ષણ આપી ભાવિ યુદ્ધ માટે તૈયાર કરવામાં ગાળ્યાં. એટલામાં એના જાણવામાં કાશી રાજાની અધમ હાલતની વાત આવી. તેને કંઇક એમ પણ જણાયું કે કાશી ઉપર શત્રુઓની કરડી નજર છે. હેમચંદ્ર હવે યુદ્ધ માટે તૈયાર વીર નર બની રહેલ છે, અને મગધ પાછો મેળવવામાં સૈન્યની મદદ તો જોઇએ. તો કાશી રાજ્યને પણ જો શત્રુ સામો થવું પડે તો એની સાથે મળી જઈ, સામાન્ય શત્રુને એકજ સૈન્યથી પરાજીત કરી, કાશીનો બચાવ અને મગધ પાછો મેળવવાનું કર્તવ્ય, બન્ને એકજ ઘાએ કરવાં એ યુક્તિ કેટલાક દિવસોથી મનોરમાને લઈ તે કાશીમાં આવેલ છે. અને દરબારમાં પોતાની પ્રતિષ્ઠા જમાવી રહેલ છે.

સંકેત મુજબ, કેટલાક દિવસો પછી હેમચંદ્ર પણ કાશી નગરમાં આવી પહોંચે છે. ત્યાંથી નાટકની શરૂઆત થાય છે.

**મંગળાચરણ**—સૂત્રધાર અને નટી વચ્ચે નાટકના ઉદ્દેશ વિષે વાતચિત, અને ભારતનાં ભવિષ્ય માટે શુભ વાંછના.

**પ્રવેશ ૧ લો**—કાશીમાં ગંગાતીરે રાજ્યને ખર્ચે ચાલતો અનાથ બાલાશ્રમ. તેની વ્યવસ્થા જોવા રાજા વિગેરે આવવાના હોવાથી આશ્રમને શણગારી ધામધુમ કરવામાં આવી છે. સમારંભનો બધો ભાર સુમન નામની ન્હાની પણ તેજસ્વી બાલા [illegible] નાખવામાં આવ્યો છે.

એ સુમન કોણ? રસ્તામાં [illegible] કોઈ અનાથ કન્યા જેવાં તો તેના દિદાર નથી. ત્યારે એ કોણ હશે?

અરે પણ સાંભળો! વાજતે ગાજતે મહારાજાની સ્વારી તો આવી પણ પહોંચી. આગળ વૃદ્ધ રાજા પાછળ પશુપતિ પ્રધાન અને [illegible] [illegible] [illegible]

[illegible] [illegible]

સુમન વધાવવા આગળ વધે છે. રાજા તો એને જોઇજ રહે છે! જાણે કેમ પોતાનીજ પુત્રિ પ્રત્યે જોતા ન હોય, એવી ઉર્મિઓ એના હૃદયમાં ઉઠે છે. સુમનની વાતોથી પણ એ ઘણો પ્રસન્ન થાય છે. પછી બધાં આશ્રમમાં જાય છે. સુમન તેની સખી ગિરજા સાથે માતાના મંદિરમાં દર્શન કરી આશ્રમ તરફ વળે છે.

પણ ચુપ! એ કોણ? બે અજાણ્યા સરદારો સંતાતા છુપાતા આ આશ્રમમાં શું કરે છે? તેઓ શત્રુના સેનાપતિના ગુપ્ત ચરો છે. સેનાપતિએ કેટલાંક વર્ષો પ્હેલાં એક હિંદુ કન્યાને ગંગામાંથી ડુબતી બચાવી આ આશ્રમમાં મૂકેલી આજ એને ખબર પડે છે કે ઉછરી મોટી થતી એ કન્યા સુમ બીજી કોઇ નહિ પણ કાશી રાજાની ગુમ થએલી છોકરીજ છે. સેનાપતિ આજકાલ કાશીનું રાજ્ય લડાઈ કર્યા વિના પ્રપંચથી હાથ કરવા માગે છે. અને તેમાં અનાથાશ્રમમાં ઉછરતી છતાં રાજ કન્યા સુમન એક આડ ખીલી છે.તેને દુર કરવાના ઇરાદાથી આ બે વિશ્વાસુ સરદારોને એને ઉપાડી લાવવા મોકલ્યા છે. તે મુજબ તેઓ પાછળથી જઈ સુમનને ઓચિંતી પકડે છે. પણ તુરતજ ગિરજા બુમ પાડી ઉઠે છે,અને બરાબર અણીને વખતે માધવાચાર્યને કાશીમાં મળવા નીકળેલ હેમચંદ્ર પોતાના મિત્ર વિલાસ સથે આવી પહોંચે છે. અને દુષ્ટોના પંઝામાંથી અબળાઓને છોડવે છે. બસ થઇ ચુક્યું. આવી રીતે દુષ્ટના પંઝામાંથી છુટેલી મુગ્ધ બાળા પ્રેમના પંઝામાં સપડાય તો શી નવાઇ છે?. હેમચંદ્ર અને સુમનનાં અંતઃકરણ કોઇ અજબ આકર્ષણથી એક બીજા પ્રત્યે ખેંચાય છે. તેમજ વિલાસ બાઇની નજર ગિરજા બાઈ પર ચોંટે છે. વાત વાતમાંજ મામલો વધી જાય છે. અને હેમ સુમન અરસ પરસ પ્રેમ પ્રતિજ્ઞાથી જોડાય છે. પણ એટલામાં ગિરજા કામ છે-ચાલો—નો પ્રેમ આવી કહે છે કે માજી (આ[illegible] સાધ્વી) ને તમારે મંદિરનો ઉંબરો મૂકયા, ત્યાં [illegible]

'અંતર ગુંથાયાં બે પ્રીતિના સૂત્રે
એથી જૂદાં ના થવાય જો
દૂર થતાં તો ચીરાતાં—

પણ છેવટ અરસ પરસ પ્રેમની નીશાની લઇ, સંદેશા મોકલવાનાં વચનો આપી લઇ, પ્રેમીઓ છુટાં પડે છે,

પ્રવેશ ૨ જો—હેમચંદ્ર તો ગયો; પણ ગિરજાપર મોહિત થયેલ વિલાસ આશ્રમ છોડી ગયો નહિં ગિરજાને મળવાના ઈરાદાથી તે આમ તેમ ઘુમે છે ત્યાં પોતાનો પાઠ વાંચતી ગિરજા આવી પહોંચે છે. વિલાસ તેની સાથે તોફાન કરવા જાય છે; પણ ગિરજા તેના માથાની હોવાથી ઉલટો એને ફજેત કરે છે.

પ્રવેશ ૩ જો—કાશીમાં સન્યાસી માધવાચાર્યનો આશ્રમ: શત્રુના હાથમાં મગધ દેશને પાછો મળવવાની પ્રતિજ્ઞા લઇ બેઠેલો માધવ અને યક્ષદેવ વચ્ચે સન્યાસીના ધર્મ વિશે વાત ચિત યક્ષ તેને એ પ્રયત્નથી પાછો વળાવા ઘણો પ્રયત્ન કરે છે પણ માધવ ચળતો નથી. છેવટે યક્ષ અને હેમચંદ્ર અને સુમન વચ્ચેનો પ્રસંગ બતાવી કહે છે કે આવાં પ્રેમના કીડાની માર્ફત તું તારો દેશ પાછો મેળવવા ઇચ્છે છે એ કેમ બનશે? એમ કહી યક્ષ અદ્રષ્ય થાય છે. એટલામાં કુમાર હેમચંદ્ર દોડી માર્ગે આવે છે, માધવાચાર્ય એને પ્રેમવશ થવાને માટે પ્રથમ તો ઠપકો આપે છે. પણ પછી, એનો પ્રેમ દ્રઢ જોઇ એની પાસે પરાણે પ્રતિજ્ઞા લેવરાવે છે કે દેશોદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ થયા પહેલાં સુમનને મળવું પણ નહિ. હ્રદય ઉપર બળાત્કાર કરી લેવરાવેલી પ્રતિજ્ઞા! એ ક્યાં સુધી ટકશે?

આટલાથી સંતોષ ન પામતાં, કુમારની અંગળી એથી સુમનની પ્રેમ મુદ્રા લઇ, એ નિશાની મદદથી સુમનને અનાથ આશ્રામમાંથી લઈ જઇ બીજે કોઇ સુરક્ષિત સ્થળે રાખવાની અને એવી રીતે સુમન અને હેમચંદ્રનો મેળાપ અટકાવવાના ઇરાદાથી માધવાચાર્ય હેમચંદ્રને આશ્રમમાંજ રોકી ચાલ્યા જાય છે.

પ્રવેશ ૪ થો—બાલપણમાં લીધેલી પ્રતિજ્ઞાને વળગી રહી પશુપતિ મળેતોજ પરણવાનો નિશ્ચય કરી આજ સુધી કુંવારી રહેલી મનોરમા કંઇક ઉલ્લાસમાં પ્રવેશ કરે છે. કાશીમાં આવી રહ્યા પછી એને માલુમ પડયું છે કે પશુપતિ તો કાશીમાંજ છે અને તે પણ પ્રધાન જેવી ઉંચી પદ્દીએ. હવે એને મળી જુની ઓળખાણ તાજી કેમ કરવી એ વિશે એના મનમાં ગડમથલ ચાલી રહી છે. એટલામાં તો પશુપતિની સ્વારી આવી પહોંચે છે.એક પળતો એ મુઝાઇ જાય છે. પણ એના જેવી ચતુર સ્ત્રીને યુક્તિ કંઈ શોધવા જાવી પડે તેમ નથી,ઘણીજ ખુબીથી એ પશુપતિનું ધ્યાન પોતા તરફ ખેંચે છે, અને એને વાતમાં ઉતારે છે. પશુપતિ એને ઓળખી શકતો નથી. પણ પોતાના બગીચામાં ફુલ વીણવાનું આમંત્રણ આપી જાય છે. પોતાને ઓળખી નહિ તેથી મનોરમા ઘણી ચ્હીડાય છે. એને અના આમંત્રણનો ઉપયોગ કરવો કે નહિ તે વિચારમાં પડે છે. એટલામાં ગંગાસ્નાન કરી પાછો ફરતો માધવાચાર્ય આવે છે અને સ્વાર્થ લોભે કાશીનુ રાજ્ય શત્રુના હાથમાં આપી દેવાનો પશુપતિ પ્રપંચ કરી રહેલ છે એવી બાતમી આપે છે બિચારી મનોરમા! સુખની મહેલ ચણવા જતાં મૂરતમાંજ તેને તો આઘાત થાય છે પણ પાછી એવા નીચ દેશ દ્રોહથી પશુપતિને વારવાનો નિશ્ચય કરી જાય છે.

પ્રવેશ ૫ મો—ગમે તેટલા બંધ બાંધો પણ પ્રેમના પ્રવાહ કોણ રોકી શકે છે? માધવાચાર્યે બીજી જગ્યાએ રાખેલી સુમન ગિરજાને હેમચંદ્રની શોધમાં મોકલે છે. હેમચંદ્ર વિરહ શોક કરી રહ્યો છે ત્યાં એ સુમનનો સંદેશ ગાતી ગાતી આવે છે, અને હેમચંદ્રને જોઇ પોતાની સાથે સુમનને મળવા આવવા વિનવે છે. પ્રથમ તો હેમચંદ્ર પ્રતિજ્ઞાને વળગી રહી આનાકાની કરે છે.અને કહે છે કે મળવા નહિ આવું પણ પ્રેમીનાં આમંત્રણની અવગણના તે વારૂ રાસક હૃદય ક્યાં સુધી કરી શકશે?

પ્રવેશ ૬ ઠો—વિરહાતુર સુમન ગિરજાની પાછી ફરવાની વાટ જોઈ રહી છે. એટલામાં હેમચંદ્રને મનાવી પટાવી સાથે લઇ

ગિરજા આવે છે. હેમચંદ્રે આંખે પાટા બાંધ્યા છે ગિરજા તો એને સુમન પાસે છોડી ચાલી જાય છે. હવે વ્યાકુળ સુમન એની સાથે વાત કરવા જાય છે પણ હેમચંદ્ર જવાબ નથી આપતો. પણ એમ તે ક્યાં સુધી ચાલે ! પ્રેમના વિનવણાથી, ઠપકાથી, લાડથી,કર ગરીને ખોળા પાથરીને, આંખનો પાટો છોડીને, સ્પર્શથી ચમકાવને છેવટ સુમન એનું ધૈર્ય ચળાવે છે, અને પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. પણ એવી મોટી પ્રતિજ્ઞા ? લાખ્ખોના કલ્યાણને ખાતર લેવાયલી પ્રતિજ્ઞા ? એનો ભંગ થતો કુદરત જોઇ કેમ શકે ? આ પ્રતિજ્ઞા ભંગની અસર જડચેતન સૃષ્ટિમાં દેખાય છે. જે ભૂમિમાં જવાળા મુખી છેજ નહિ ત્યાં જવાળા મુખી જેવા ભડકા દેખાય છે. આકાશ ઘેરાઈ જાય છે. વીજળીઓ થાય છે. તેમ કોઇની દુ:ખની ચીચીયારીઓ સંભળાય છે. પ્રેમીઓના હૃદયમાં આંચકો વાગે છે અને બન્ને ગભરાય છે: એટલામાં ક્રોધ ભરેલા માધવાચાર્ય આવી હેમચંદ્રનો પ્રતિભંગ કરનાર તરીકે નાશ કરવા માગે છે ત્યાં મનોરમા આવી એને બચાવે છે.

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—ગુમ થયેલી રાજ કન્યાને સંભારી શોક કરતાં રાજા રાણી બેઠાં છે ત્યાં માધવાચાર્ય આવે છે. માધવાચાર્યે હવે રાજા રાણી પાસે પોતાનુ ઘણું માન જમાવ્યું છે. એ આવી શોકનૂ કારણ પૂછે છે એક વખત યાત્રાથી પાછા ફરતાં નદીમાં કેમ તોફાન થયું, હોડી કેવી રીતે ઉંધી વળી ગઇ અને પાંચ વર્ષની રાજકન્યા કેવી રીતે ગુમ થઈ ગઇ એ બધી વાત દુ:ખી દિલે રાજા કરે છે, પણ માધવાચાર્યને ધ્યાન કરતાં એમ લાગે છે કે રાજકન્યા હજી જીવે છે.આથી રાજારાણીને ઘણો આનંદ આતુરતા પ્રગટ થાય છે. પણ એ ખબર ક્યાંથી હોય કે એજ રાજકન્યાને શત્રુનાં માણસોએ કાઢી કાશીનાજ અનાથાશ્રમમાં મુકેલી તે આજ સુમનબાળા રૂપ લાવણ્ય વતી યુવતી થઇ રહેલી છે ! માધવાચાર્ય હવે વાત ફેરવે છે અને રાજાને જણાવે

છે કે શત્રુનું લશ્કર કાશી રાજ્યપર બહુ ઝડપથી આક્રમણ કરી રહ્યું છે રાજા આ સાંભળી ગભરાય છે. માધવ હેમચંદ્રને બોલાવે છે અને રાજા તેની ઓળખાણ આપી કહે છે, જો તમારે બચવું હોય તો આને સેનાધિપતિ કરો. છેવટ રાણીની સલાહથી રાજા એ વાત કબુલ કરે છે ને હેમચંદ્રને પોતાની તલવાર ભેટ કરે છે.

પ્રવેશ ૨ જો—શત્રુનો એક ગુપ્ત ચર પશુપતિ સાથે પ્રપંચનો પૂરો બંદોબસ્ત કરવા આવ્યો છે. પશુપતિને થયેલા રાજ્ય લોભનો લાભ લઈ એ લોકો વિના તકલીફે કાશીમાં પ્રવેશવાનો બંદોબસ્ત કરે છે. સાથે સાથે હેમચંદ્રને દગાથી મારવાની પણ પેરવી કરી ને તે જાય છે. પશુપતિને સમજાવી રાજ્યદ્રોહથી અટકાવવા આવેલી મનોરમા આ બધી વાતચિત છુપાઇને સાંભળે છે. અને ગુપ્ત ચર ગયા પછી જાહેર થઇ સખત ઠપકો આપે છે. પશુપતિ કહે છે, એ બંધુ હું તારા પ્રેમને ખાતર. તને રાણી બનાવવાની ઇચ્છાથી કરૂં છું. મનોરમા એને ઘણો સમજાવે છે કે જો મારો પ્રેમ હોય તો આ કામથી હાથ ઉઠાવો. પણ પશુપતિ માનતો નથી જ્યારે મનોરમા તેની સામે થઇ તેના પ્રપંચો નિષ્ફળ કરવાની ધમકી આપે છે ત્યારે તે એને ઘરમાં પૂરી ચાલ્યો જાય છે. પણ હિમ્મત ન હારતાં મનોરમા એનોજ ફેંટો બારીની સાખ સાથે બાંધી તેને આધારે ઉતરી ન્હાસી જાય છે.

પ્રવેશ ૩ જો—હેમચંદ્ર હવે શત્રુની સામે થવા લશ્કર એકઠું કરી રહ્યો છે. આ રૂપે તો હેમચંદ્રને મળાય તેમ ન હોવાથી સુમન પુરૂષ વેશ ધરી હેમચંદ્રની નોકરીમાં રહી છે, તેમજ ગિરજા પણ સિપાઇનો વેશ લઇ વિલાસનો હજુરી બની રહી છે. વિલાસને આજ એકાએક નાચ ગાનનો શોખ ઉભરાઇ આવે છે. જ્યારે છાવણીમાં સ્ત્રીને લાવવાની હેમચંદ્રની સખત મના હોવાથી એ શોખ પૂરો નહીં થાય એમ અફસોસ કરે છે. ગિરજા કહે છે હું નાચીને ગાઇ બતાવું તો કેમ? એમ કહી સ્ત્રી વેશ પ્હેરી મ્હોંપર બુરખો નાખી નાચતી આવે છે,

એટલામાં કરેલા સંકેત મુજબ, સુમન સરદારના પોશાકમાં આવી તંબુના બાર ઠોકે છે. અંદર આવા રંગ ઢંગ હોવાથી બારે એ લતાં વિલાસ ગભરાય છે. ગિરજાને નાચવાની ના પાડે છે તો તે વળી જોરથી નાચે છે ને ગાય છે. છેવટ મહા મ્હેનતે એને એક ખુરશી નીચે છુપાવી વિલાસ બાર ખોલે છે એટલે સરદાર સાહેબ રોપમાંજ દમ ભરાવતા દાખલ થાય છે. ઘણા તોફાનને અંતે વિલાસના ગભરાટ વચ્ચે ગિરજા ખુરસી નીચેથી નીકળી છતી થાય છે. સુમન હવે વિલાસને દમ ભરાવે છે કે તું મારી બાયડીને લઇ તંબુમાં કેમ ભરાયો છે? કમબખ્તી. ! ! એ શું ગિરજા પરણી ગઈ ? ? અને તે પણ આવા છોકરડાને ? ? ગજબ ? વિલાસ ગિરજાને પૂછે છે તો તે પણ સુમનની વાતમાં હા ભેળવે છે અને વિલાસને ખીડાયલો ધુંધવાયલો મુકી તેના દેખતાંજ સુમનના ગળામાં હાથ નાખી ચાલી જાય છે! બિચારો વિલાસ! !

પ્રવેશ ૪ થો.—કાશીનાં બજારનો ચોકઃ-રાજ્યની અંધાધુંધીથી કંટાળેલા પ્રજાજનો નિરાશાના પોકાર કરી રહ્યા છે, ત્યાં માધવાચાર્ય આવી તેમને પુરૂષાર્થ કરવા અને હેમચંદ્રના સૈન્યમાં જોડાવા ઉત્તેજિત કરે છે એટલામાં એક સરદાર આવી માધવને બંડખોર તરીકે પકડે છે. પણ પાછળથી એ પણ માધવનાા ઉપદેશથી નરમ બની, પશ્ચાતાપ કરી હેમચંદ્રન લશ્કરમાં જોડાવા જાય છે.

પ્રવેશ ૫ મો—હેમચંદ્રની છાવણી. દિવસના શ્રમથી થાકેલ હેમચંદ્ર સરદારના વેશ વાળી સુમન સાથે પ્રેમ સંબંધી ચર્ચા કરતો આવે છે. એમાંથી વાત એવા રંગપર આવે છે કે હેમચંદ્ર એને પોતાની પ્રિયાનું નામ લેવા કહે છે, પણ સુમનને પ્રિય હોય કયાંથી કે નામ લે! અને છતાં પોતે સ્ત્રી છે એમ જણાવા દે તો તે છાવણી છોડી જવું પડે અને હેમચંદ્રથી વિખુટાં પડવા વખત આવે. આ આફતમાં બચવા, અને હેમચંદ્રને કાંઈક બનાવવાના હેતુથી એ પોતાની પ્રિયાનું નામ "સુમન" કહે છે. બસ થઇ ચુકયું. પુરૂષને ઈર્ષા થતાં કેટલી વાર? હેમચંદ્ર તો મિજાજ ખોઈ બેસે છે. જેમ જેમ તે વધારે ખીજાય છે તેમ તેમ સુમન તેને વધારે ચ્હીડાવતી જાય

છે અને એને એવીજ હાલતમાં મૂકી ચાલી જાય છે. આનું પરિણામ કેવું આવત તે કહી શકાતું નથી. પણ એટલામાં એક નવો બનાવ બને છે.

પશુપતિના ઘરમાંથી ન્હાસી છુટેલી મનોરમા હેમચંદ્રને વખતસર ચેતાવવા મારતે ઘોડે આવી પહોંચે છે. પણ એટલામાંજ તો પશુપતિના મોકલેલ બે ખુનીઓ આવી હેમચંદ્રને પાછળથી ઘા મારે છે. અને આહ ! એ લોહી કે નું ? મનોરમાની નજર બરોબર અણીને વખતે પેલા ખુની પર પડતાં એ ઘા પોતાના હાથ પર ઝીલે છે અને છરી એ કોમળ હાથને વીંધી નાખે છે. એટલામાં તો મનોરમાની ચીસથી આવી પહોંચેલ સુમન એ લોકોને મારવા ધસે છે. એટલે ખુનીઓ ન્હાસી જાય છે. અહીં મનોરમા મૂર્છિત થઇ છે તેને ખોળામાં લઇ એક બ્હેન પ્રત્યેના ભાવથી હેમચંદ્ર સારવાર કરે છે. થોડાજ વખત પર હેમચંદ્રને અદેખાઇથી બાળવા મથતી સુમન અત્યારે પોતાના હૃદયમાં ઇર્ષ્યા પ્રગટતી અટકાવી શકતી નથી અને આ બ્હેન ભાઇના પ્રસંગને શંકાથી જુવે છે હેમચંદ્ર રાજ્યના બચાવનો બંદોબસ્ત કરવા જાય છે એટલામાં મનોરમા જાગ્રત થાય છે; અને સુમનની ઇર્ષ્યા ભરેલી વાતચિત પરથી એને સ્ત્રી તરીકે પારખી કાઢે છે, પણ જ્યારે સુમન છતી થાય છે ત્યારે તો એ પોતાનું હસવું દબાવી શકિત નથી અને પોતાને અદેખાઇથી સતાવ્યા બદલ એની પાસે એક ચુમી માગે છે. તેમજ શીખામણ આપે છે કે

" પ્રીતિ કરી પછી શાને શંકા ધરી ?

એ પ્રીત નાટકનાર—

ચાહજો ખરો—પ્હેમ ના ધરો. "

પ્રવેશ ૬ ઠો—પશુપતિના પ્રપંચની ખબર મનોરમા માર્ફત વેળાસર મળી જવાથી એ પ્રપંચ સફળ કરવાનો હેમચંદ્રે બંદોબસ્ત કર્યો. દગાથી દાખલ થતાં શત્રુના સૈન્યનો ચપળતાથી નાશ કર્યો. નિષ્ફળથયેલ પશુપતિને શત્રુ સૈન્યમાં ન્હાસીજવું પડયું અને વિજયી લશ્કરને લઇ શત્રુની છાવણીપર ઓચિંતો હલ્લો કરવા હેમચંદ્ર ઉપડી ગયો. આ બધા વધામણીના ખબર દેવા હેમચંદ્રના દૂતરૂપે

પુરૂપ વેશમાં સુમન રાણી પાસે આવે છે. અહો ઇશ્વર! તેં "મા" નું હૃદય કેવું ઘડયું છે, કે જેનો પ્રેમ સ્રોત સ્વાભાવિકજ પોતાનાં બાળકને પારખી લઈ એના તરફ વળે છે! રાણી સુમનને જરા પણ ઓળખતી નહોવા છતાં અને અત્યારે તો એ એક છોકરાના વેશમાં હોવા છતાં વાત્સલ્ય ભાવથી એના તરફ અકર્ષાય છે, અને સુમનને પણ એવીજ અસર થાય છે.

**પ્રવેશ ૭ મો**—શત્રુના સેનાપતિની છાવણીમાં નાચરંગ થઈ રહ્યો છે. એટલામાં લુટમાં પકડાયલાં કેટલાંક માણુસોને હાજર કરવામાં આવે છે. જેને સેનાપતિ ગણી ક્રૂર શિક્ષાઓ કરે છે. તેઓની આ રીતભાત પશુપતિને ખરાબ લાગે તે અને એ ઉપર આદર્શ રાજ્યનીતિ ઉપર સેનાપતિ સાથે એને વિવાદ થાય છે. એટલામાં કેટલીક સ્ત્રીઓને પકડી લાવવામાં આવે છે અને સીપાઇઓ એની લાચાર હાલતનો લાભ લઇ એની આબરૂ પર હાથ નાખવા જાય છે. આ પશુપતિથી જોઇ શકાતું નથી અને અનાથ સ્ત્રીઓનો બચાવ કરતાં તે એકલો પશુપતિનું ખુન થવાનો પ્રસંગ આવે છે. પણ એટલામાં હેમચંદ્ર સૈન્ય સાથે બધાંને પકડી લે છે.

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લે**—હેમચંદ્રનો વિજય હવે પુરો થયો છે, કાશીને ભય મુકત કરી મગધને પણ શત્રુની ધુરામાંથી મુક્ત કરી પોતાનો દેશ પાછો મેળવી વિજયી હેમચંદ્ર પાછો વળે છે. ગામને વિજય પતાકાથી અને રોશનીથી શણુગારી દેવામાં આવ્યું. એટલામાં હેમચંદ્ર આવે છે. બધી છોકરીઓ એને વધાવે છે પણ સુમન એને વધાવા આગળ વધે છે ત્યાં હેમચંદ્રનું મ્હોં પડી જાય છે; સુમનેજ છાવણીમાં એના મિત્ર તરીકે રહી ઉપજાવેલ બ્હેમ–(કે સુમન તોએ મિત્રને ચાહે છે)–હજી એના મનમાંથી ગયો નથી આ સ્થિતિ ચતુર સુમન તુર્ત સમજી જાય છે, અને એનો પુરેપુરો લાભ લઇ, હેમચંદ્રને બે ઘડી બનાવી આનંદ મેળવવાનું ચૂકતી નથી. પણ દૈવદ ભેદ

ખુલ્લો કરી અને મળે છે ત્યારેજ હેમચંદ્રને નિરાંત વળે છે.

**પ્રવેશ ૨ જો**—કેદખાનું. પશુપતિને છાવણીમાંથી ઉપાડી લાવ્યા પછી રાજ્યદ્રોહી તરીકે કેદમાં રાખવામાં આવ્યો હતો. હવે તેને ફાંસીની શિક્ષા થાયછે. સાંત મનોરમાને આ ખબર મળતાં બાળપણાંની પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા. પશુપતિને પરણવા બ્રાહ્મણ ગોરને લઈ કેદખાનામાં આવી પહોંચે છે પશુપતિ તો એને પહેલાં ગાડીજ ગણે છે. અને પાછી જવા કહે છે. હવે મનોરમાં રહી શકતી નથી તે પોતાની ઓળખાણ આપે છે. બાળપણના એ નિર્દોષ ખેલોની યાદ દેવરાવે છે અને એમ પ્રતિજ્ઞાનો પ્રસંગ પણ સંભારી આપે છે. એવી બાલ પ્રતિજ્ઞાને વળગી રહી આજસુધી કૌમાર વ્રત પાળનારી તપસ્વિની જેવી મનોરમાની પ્રીતિ જોઇ પશુપતિને ઘણો આનંદ થાય છે કાલે ફાંસીને લાકડે લટકાવનારના ગળામાં વરમાળા ન આરોપવાને એ મનોરમાને સમજા છે. વીનવે છે. પણ છેવટ મનોરમાના દ્રઢ પ્રેમ આગળ એ લાચાર થાય છે મનોરમાના ઇશારાથી બ્રાહ્મણને બોલાવે છે અને એ કારાગ્રહમાં એમનો હાથેવાળો મેળવાય છે એજ ક્ષણે આ પ્રસંગ બન તા એવા આગાહી થતાં એ અટકાવવાના ઇરાદાથી દોડેલ માધવાચાર્ય આવી પહોંચે છે. ત્યાં તો લગ્ન થઇ ચુકયાં છે ! પશુપતિને શિક્ષાનું ફરમાન પણ થઇ ચૂકયાં છે અને થોડાજ વખતમાં એને સિપાઇઓ લેવા આવશે, હા દૈવ! માધવ સ્તબ્ધ બની ઉભો રહે છે

**પ્રવેશ ૩ જો**--વિલાસે જ્યારે જાણ્યું કેપેલો તંબુવાળો સરદાર–હેમચંદ્રનો મિત્ર બીજુ કોઇ નહી પણ સુમનજ હતી ત્યારે તેની ગ્હીલનો કંઇ પાર રહેતો નથી ગિરજાએ પોતાને એટલો બનાવ્યા તેનો બદલો લેવા વિચાર કરે છે અને રૂપાળી નામની એક કદરૂપી દાસીને શણગારી તૈયાર કરે છે એટલામાં ગિરજા આવે છે અને વિલાસને ફરી વધારે ચીડવવાના હેતુથી કહે છે કે હું તો પેલા હેમચંદ્રજીના મિત્રને પરણવાની છુ, પણ વિલાસ તો બધો મામલો પામી ગયો છે તે કહે છે કે તુ આજ પરણતી હોતો લગનની બધી સામગ્રી તૈયાર કરી હુ

ઓ તારી ! આમ મામલો બદલાયો કેમ ? ગિરજા કંઇ સમજી શકતી નથી, અને વિલાસને ચ્હીડવવામાં નિષ્ફળ થવાથી પોતેજ ચ્હીડાય છે.હવે વિલા- ની વારી હોવાથી એ પણ ગિરજાને બાળવ મા બાકી રાખતો નથી પેલી રૂપાળીને પોતાની થનાર વહુ તરીકે લાવે છે. આથીતો ગિરજા ખુબ ચ્હીડાય છે છેવટે ભેદ જાણતાં બેય એક બીજાનાં મારામાં મળેલ છે એમ જાણી બન્ને સ તોષ પામે છે ને એક બીજાના પ્રેમ જાહેર કરે છે પણ હવે તો પેલી રૂપાળ વિલાસન વળગે છે કે પરણવાનુ વચન આપી ફરી કેમ જાય છે

પ્રવેશ ૪ થો—સ્મશાન ભૂમિ પશુપતિને માટે ફાંસી અને મનો- રમા માટે ચિતા પાસે પાસેજ ઉભા કરવામાં આવ્યાં છે દેશને ખાતર ધર્મ ને ખાતર સર્વસ્વનુ બલિદાન દેનાર માધવાચાર્ય હૃદય કઠણ કરીને મનોરમા તથા પશુપતિન લઇ દાખલ થાય છે અહા દેશને રાજ્યને ઉદ્ધરવા નિઃસ્વાર્થ મહેનત કરનાર મહાત્માને આ કેવો બદલો! કુદરત એવાં એવાં મહાન આત્મા ઓને પણ કેમ રમાડે છે તે સમજાતું નથી અહી યક્ષ ફરી પ્રગટ થાય છે. અને કુદરતની સામે થવાથી આ તારી શી સ્થિતિ થઇ છે એમ કહે છે. પણ નિર્લેપ અ તઃકરણવાળો માધવ એની લલુચાવનારી દલીલોથી કે પ્રત્યક્ષ પ્રલોભનથી ડગતા નથી. એતો કહે છે કે અમારી ત્રણુની જેમ જ્યારે દેશનાં તમામ—તમામ માણસો દેશ સેવા ખાતર પોતાના સ્વાર્થનો પ્રાણનો ભોગ આપવા તત્પર થઇ જશે ત્યારે દેશનું કલ્યાણ અવશ્ય થવાનું એની દ્રઢતા જોઇદેવ પ્રસન્ન થાય છે એટલામાં તો પશુપતિને થયેલી શિક્ષા સામે પ્રજાએ પોકાર ઉઠાવેલ હોવાથી રાજા રાણી તાજાં પરણી ઉતરેલ હેમચંદ્ર તથા સુમન અને બીજા બધા આવે છે પશુપતિ છુટો થાય છે અને સુમન રાજ્ય કન્યાછે. એ ભેદ પશુપતિએ રાજાની નિશાનીઓ જાણેલો તે રાજાને કહે છે રાજા સુમનને પોતાની પુત્રી તરીકે ઓળખી પોતાના જમાઇ હેમચંદ્રને રાજ્ય મુગટ પહેરાવે છે. આનંદ! આનંદ?! આનંદ?!!

# સાચો સંન્યાસ.

## નાટકના ગાયનો.

મંગળાચરણ.

કરો શિવ પદ સદા જય જય
જય નટ નાયક સુખ દીન રહાંયક
શંકર કૃતિ મુજ પ્રથમ સફલ કર—કરો.
અંતર જ્યોતિ દે ભરી નિરમલ
અણુ અણુ કાવ્ય પ્રકાશ તણું સ્ફુરણ
યાચું તુજ મીઠી કૃપા....................કરો.

૨

બાળાઓ—વ્હેલી વ્હેલી વસંત આવે
રસ રેલાવે, જગ બ્હેંકાવે,
મહા મ્હેંકાવે, આ ભારતની ફુલવાડી—વ્હેલી.
ધન અને જ્ઞાને સીંચાયે
પુષ્પ અમારાં
ધમ ધમતી મ્હેંક છાયે
અખિલ વિશ્વમાં
રસ ઢોળેરે જન ખોળેરે, જગ ડોલેરે,
એ માધવની બલિહારી....વ્હેલી.

૩

સખીઓ—આવો સખીઓ આવો
ગાઓ માજીના ગુણ હળીમળી પ્રીતે—આવો.
સુખ કરનારી વળી બિરદાળી
વિશ્વે શાંતિ શાંતિ ભરનારી—ગાઓ માજીના.
સુમન—આ જીવનની નાજુક તરણી ત્હા....રે હાથે
કરૂણા કરીને તારો
મારગ મને સુઝાડો મા.......તા.
સખીઓ—વાર વાર નમી ચરણ ચરણ ચહો—આવો.

૪

સુમન—પ્રાણ કાંઇ સંદેશા મીઠડા કહાવજો

મોહનજી મોંઘેરા નેહે ભીંજાવજો
પ્રેમ પાશ બાંધ્યો તેં (હા) શાણા સલુણા નિભાવજો—પ્રાણ
અંતર ગુંથાયાં પ્રીતિની સૂત્રે
એથી જુદાં ના થવાય જો
દૂર થતાં તો ચીરાતાં
હેમચંદ્ર—મીઠી મૂર્તિ ઉર છપાઈ,
હુથી ના ભૂલાય જો—પ્રાણ કાંઈ.

૫.

વિલાસ—જા, જા, ધુતારી કામણગારી છળ કરનારી જા
ગિરજા—અરે વાહ વાહ વાહ વા
કાં ભણતર મૂકી ભાગ્યા ?—જા જા.
વિલાસ—બળ્યું તારૂં ભણતર, કેવું એનું ચણતર ?
ઉડી જાય કબૂતર—હુ અંતર.
ગિરજા—નવી નવી શાળા હોય—એમાં નવા ચાળા હોય
ગુરૂ જાદુ વાળા હોય—
વિલાસ—તો પછી સાફ મયદાન—વાહ વાહ.

૬

માધવ—જાયે રવિ અસ્તાચલ
ઉજાત છોડી પ્રદેશ
રાગે નભ લાલ લાલ
આંખો મુજ ગરીબ દેશ—જાયે.
અવનતિ મા દઉં હટાવી
ડંકો તુજ જગમાં કરૂં,
ચાહું તુજ યશ ગવાય
ગગન ભેદ દેશ દેશ—જાયે

૭

મનોરમા—કમલ ઉર આજે પ્રફુલ્લ ક્યમ થાય ?
શું મલય પવન વાવ? કમલ.
વિરહ વિમૂક્ત નાહ વિકસિત, પણ
ભૃંગથી વ્યાકુલ થાય— કમલ.

૮

સાખી.

મનોરમા—આવાં મીઠાં વેણથી. આમંત્રણ જ્યાં થાય
અમ સરખાં માણસ થકી, ના તે ક્યમ કહેવાય
હાં ફુલડાં વીણવા કદિ આવશું
મધુરાં ફુલડાં વીણવા કદિ આવશું
પશુપતિ—પંકજશાં આ પગડે
કયારે શોહાવશો ફુલવાડી ?
મનોરમા—ધીરા હો રાજ—મધુરાં.
તમારીવાડીનાં મોંઘેરાં ફુલ
ગુંથી કરૂં ઓઢણી અણમૂલ
ધરૂં અંગે ઉછરંગે
પશુપતિ—રૂપ આ છલકાઇ જાય
મનોરમા—ધીરા હો રાજ—મધુરાં.
ગિરજા—નાવલીયા કરી નેહ, ભૂલી શું ગયારે ?
ગંગાનાં તીરેરે અમૃત પીધાં
પીધાં તે પાછાં ન દીધાં—ભૂલી.
* * * * *
મીન અમે પિયુ પાણીના પ્યાસી
પાણી તો જાય સુકાઇરે—ભૂલી.
* * * * *
આછાં તે જલમાં મછલીયાંરે તલપે
તલપી તલપી જીવ જાયરે—ભૂલી.

૧૦

**સુમન—અરે** પ્રિય બોલો, કાં ન બોલો ?
મન ખોલો એકવાર.
બોલો બોલો, અમી ઢોળો એકવાર—અરે પ્રિય.
આતુર ચિત્ત વિવશ મુજ જાણી
ના નિરાશ કરો પ્રિય સ્વામી,
હેતથી હિંચોળો,
બોલો બોલો, અણુમોલો હુંકાર—અરે પ્રિય.

૧૧

**સુમન**—હવે પ્યારા પ્રીતિ પાન પાઓ
નહિં તરસાવો.

**હેમ**—મંદ હાસ્યે લોભાવો.

**સુમન**—પ્રીતિ પાન પાઓ
નાહક સમય ના ગુમાવો—હવે.
ચંદ્ર શી આકાશ કરતી મૃદુ હાસ,
હૃદયે ને સુમનની સુવાસ.
રાત્રિ આ વીતી જાય એ તો નકી સોહાય
રંગે ભીંજાવી રીઝવો આવો પ્રેમે ઘેલા.

**હેમ**—આવો આવો—હવે.

૧૨

**વારાંગનાઓ**—આવે રૂમઝુમતાં ઠુમઠુમંતાં વર્ષા બુંદો ઝરતા
નાચે કમલ તણાં પત્ર પરે પગલાં નાજુક ભરતાં-આવે.
વાયુ સાથે થનનન નાચી કેવાં લોભાવે ?
સૂર્ય કિરણ વડે રંગો નવીન ધરે
સૃષ્ટિ સંગે રંગથી રમે
મધુર રસે ભર્યાં
**અવની બધી પ્રેમે ભીંજાવે—આવે.**

૧૩

ગિરજા—બાઈ હું તો ભોળી ભાળી ભૂલકણી ભામિનીરે
ભુલકણી ભામિની હુંતો વરેલી કામિનીરે
ભુલી જાઉં ભગવત સાટે વરજીને એવી હું કાલી—બાઈ.
સાસુ કહે અબીર ગુલાલે દેવને વહુ પૂજી આવો
મેં તો બાઈ ભુલથી પ્યારાને એ રંગે નવરાવ્યો
કાલા થઈને મેં તો વ્હાલનો લઈ લીધો લાવો—બાઈ.
નણુદી કહે લ્યો જઈ આ હાર પ્રભુજીને પહેરાવો
મેં તો ઉતાવળી જઈ પ્યારાને કંઠે પધરાવ્યો
નણુદી ચ્હીડાવવાનો કોણ ખુવે લાગ આવો ?—બાઈ.

૧૪

માધવ—દેશનો જો ઉદ્ધાર ચાહો
થઈ સચેત વધો, આવો સહુ-દેશનો
જે પ્રજામાં આત્માશ્રદ્ધા છે જરી ના, તે શું પામે ?
બીજી પ્રજાઓ એને દબાવે
માટે નિર્બળ દિલે ન થાઓ—થઈ સચેત.

સાખી.

જે દેશમાં જન્મ્યા થકી આ ધન્ય જીવન થાય છે
જે દેશમાં પૂર્વજ તણાં પુણ્યો તણી સરીતાં વહે
જે દેશનાં ધન ધાન્યને કીર્તિથી પોષાયા તમે
તે દેશ કાજ સમર્પતાં અચકો અરે કાં દેહને
ખોયું નિજ ધન રોયે ન આવે
પારકી આશા સદાય ફસાવે
માટે દીન મટી સિંહ થાઓ—થઈ સચેત.

૧૫

સુમન—કોઈ સમજાવો મને કે પ્રેમ તે શી ચીજ છે ?
જેમ જેમ જાણું વધારે, બુદ્ધિ ગોથાં ખાય છે—કોઈ.
કોઈ કે' એ છે અમૃત ધારા
કોઈ કે' આ તો વિષ જવાળા

ચંદ્ર સમ શીતલ કહે કોઈ
અગ્નિ સમ બીજા ગણે છે—કોઇ.
કોઈ કે'એ તો નયનોની જ્યોતિ
કોઈ કે' આંધળું વિશ્વ એથી
કોઈ કે' દૈવી ખજાનો
કોઈ ફ્કરી હાલ કે' છે—કોઇ.

૧૬

મનોરમા—મને તેં કાં સતાવી ? ચુમી એક લાવ
સુમન—બાઇ હું તો ભૂલી, ભોળી થઇ ભૂલી.
મનોરમા—માટે તો થઈ છો જરૂર સજાવાર—મને

સાખી.

મનોરમા—પ્રીતિને ઇર્ષા તણાં
આતે શાં તોફાન ?
સુમન—ભરમે ભુલી ભામિની.
મનોરમા—નહિં સાન કે ભાન.
પ્યાર કરી પછી શાને શંકા ધરી.
એ પ્રીતિ ના ટકનાર
ચાહજો ખરો, વ્હેમ ના ધરો.
સુમન—હું તો એ મંત્ર ચૂકી,
ચાલી મારગ મૂકી.—માટે તો.

૧૭

રાણી—મુજથી ન જોવાય
નવીન નવીન રમાતી
પ્રપંચની દુઃખદ બાજી.
મનદે વિદારી—મુજથી.
અમી ભર્યો અમ ભાગ્ય
જલદથી નહે છાય,
પાપની પ્રતિમાંથી
પ્રભુ લ્યો ઉગારી—મુજથી.

૧૮

સુમન—અમી ભર્યાં વચન સુણી
જીંદગી આ સફળ થઈ
હૃદયમાં ચંદન સમ
શીતલ રસ જાયે રેલાઈ—અમી.

જગત મહીં માતૃ વિહીન
જીવન મુજ વહ્યું કઠિન
દીઠાં ન લાડ, પૂર્યા ન કોડ,
પ્રભુ કૃપાએ મળી છે આજે
માતા મીઠી, અહા શી વધાઈ ?—અમી

૧૯

સાખી.

દિલ એ કાબુ જબ હુવા નસીયત અસર ફીર ક્યા કરે ?
હમ તો દુનીયા બાગકે ભોંવરે હૈં જીયેં યા મરેં.
નાચનારીઓ—પ્યારે મોરે બાંકે સાંવરીયાંપે વારીયાં,
અરે કયું બે નાહક માર કટારીયાં—પ્યારે.
રાત રહિ સબ સૌતનકે સંગે
ભોર ભયે કયું આયે તુંમ પ્યારે ?
જાઓજી જાઓ બસ અબ મોહે કયું સતાને આયે ?
દરદ દિલકે ન જાને તુને પ્યારે હાં—પ્યારે.

૨૦

સખીઓ—જય જય વિજય વિજય આજે થયો.
ગાઓ સખી ઉમંગથી વિજયનાં શુભ ગાન—જય.
અરિ સંહારી માતૃ ભૂમિને ઉગારી વીર હેમચંદ્ર આવે
ગગડે દુંદુભી બાજે ડંકા નિશાન લાવે
વીર કીર્તિથી આ દેશને ઉજાળે—જય.

૨૧

સુંમન—હાં જાઓ મુને ના સતાવો
બતાવો શું પ્રેમ આવો !
પ્રીત બાંધી પાછળથી ભરમાંયા
પ્યારીપર શંકા કરી અકળાયા
ઓ વ્હેમી દુર થાઓ................હાં જાઓ.

હેમચંદ્ર—મદ ભરી મૂકો ચાળા !
બહુ થઇ હવે બાળા
ના દૂર થાઓ, આવોજી આવો

સુંમન——અહા પ્રેમની વાતો શી મીઠી આ જીભે જણાયે ?
દિલ મારૂ તો બાઇ એક પલમાં લોભાયે
બેદૂં ના રહેવાયે—પ્રીત બાંધી

૨૨

મનોરમા—વિસરી ગયા શું પ્રાણ સખી પિયા ?
ના હુતો કદિ ભુલી શકી પિયા—વિસરી
બાળપણે પોષ્યું પ્રીતિ બીજ અંતર
આજ સુશોભિત વેલી થઈ પિયા—વિસરી,

૨૩

કૃપાળી—મારૂ મન માન્યું છે રંગીલા રાજથી
અળગી કરો ના માનો મોહનજી
મોહનજી શાને બાઓ મૂલ મોંઘેરાં આજથી—મારૂં.
પ્યારા આવો હવો ન્હાસો છો કાં તમે ?
જાઓ ના, અકળાઓ ના, દૂર થાઓ ના
ડરો છો વ્હાલા શાને તમે ?
પ્રીતમજી બ્હાનાં બતાવ્યે ન છોડું હું હાથથી—મારૂં.